# પારસી લગ્ન—

## તેની બુલંદી અને તેના આશીર્વાદ.



કર્તા—

# પારસી લગ્ન—
## તેની બુલંદી અને તેના આશીર્વાદ.



લખનાર—

**એરચ રૂસ્તમજી ગોળવાલા**

પ્રીનસીપલ તથા માલેક, "ગોળવાલા કલાસો,"
સ્થાપક અને ઑ. સેક્રેટરી, "માઝદયસ્નની મંડળ,"
ઝરથુસ્ત્રનાં ગાથા ગુજરાતી બેતમાં, માઝદયસ્નની
મોતેબરી, Typical Errors in English
Corrected, જરથોશ્તીઓની ફરજ્યાત
બંદગી ગુજરાતી બેતમાં, The
Perfect English Teacher,
વગેરે, વગેરે પુસ્તકોનાં
—કર્તા.—



ઈ. સ. ૧૯૨૯.

કિંમત રૂ. એક.

આ ચોપડી મી. એરચ રૂસ્તમજી ગોળવાલાએ કોટ, મુંબઈમાં "ગોળવાલા ક્લાસ" માંથી પ્રગટ કરી છે,

અને

મી. મેરવાનજી મનચેરજી દુબાશે કોટ, મુંબઈમાં "ધી સ્વૉન પ્રીનટીંગ પ્રેસ" માં છાપી છે.

# દીબાચો.

(લખનાર—સરદાર ખાનસાહેબ દસ્તુર નોશેરવાન દસ્તુર કેકોબાદ, તે દખણનાં માનવંતા વડા દસ્તુરજી સાહેબ).



વાંચક વર્ગને આપણા ઉમંગી અને જાણીતા કર્તા શેઠ એરચ રૂ. ગોળવાલાની સાથ પીછાન કરાવતાં મને ઘણી ખુશી ઉપજે છે. એઓ પારસી આલમમાં એમનાં આગળ કેટલાંક પ્રગટ થયેલાં પુસ્તકોથી સારી રીતે જાણીતા થયા છે, અને હાલમાં એક બીજું નાનું પુસ્તક "પારસી લગ્ન—તેની બુલંદી અને તેના આશીર્વાદ" તૈયાર કરી છાપામાં મોકલ્યું છે, જેની નોંધ લેતાં અને તેમાં જે આપણા ધર્મનાં ફરમાનો ટાંકી બતાવ્યાં છે તેની પ્રસંશા કરતાં મને ઘણી ખુશી હાંસેલ થાય છે.

એઓ લખે છે તેમ આ તો અચુક રીતે જગ જાહેર છે કે જરથોસ્ત સાહેબનાં ફરમાન મુજબ પરણેલી

જીંદગી કુંવારી કરતાં ઘણી પસંદ કરવા લાયક ગણાય છે. કુદરતના કાયદાને ઇનશાને માન આપી ચાલવું જોઇએ, અને તેમ કીધાથી આ દુન્યાનો વેહવાર નીયમીત રીતે ચાલી શકશે, અને જગતની આબાદી રેહશે.

પુરૂષ અને સ્ત્રી એકમેકને પરસપર મદદ કરવા માટે અને પોતાની જાતની વૃધ્ધી માટે સરજેલાં છે, અને તે તેમ પરણેલી જીંદગી ભોગવ્યા પછી પાર પડી શકે આપણામાં પણ એક શખ્સ પોતા પાછળ એક છોકરો મુકી નહી જાય તો તેને બેહસ્ત મલતું નથી, એવી સાધારણ માન્યતા છે, અને તેથીજ પરણેલી જીંદગી ભોગવવા માટે આપણા મહજબમાં જાબજા તાકીદ ફરમાવવામાં આવી છે.

અસલી ઇરાની રીવાજ મુજબ એક છોકરો ૧૫] વરસનો થયો કે તેની શાદી કરી આપવાની ફરજ તેનાં માએ બાપ સમજતાં હતાં, પણ હાલનો જમાનો જુદી રીતનો હોવાથી એટલી નાની વયે છોકરાઓને પરણાવવું અશક્ય થઇ પડયું છે, કારણકે તે ઉમરમાં તો તે પોતાનો

અભ્યાસ પણ પુરો કરી શકતો નથી, તેથી એક પખને અભ્યાસ પુરો થયો અને તે પોતાની રોજીએ લાગી ચુક્યો, કે કોઇ પણ છોકરાને કુમારો રેહવા દેઓ. એ ગેરમુનાસેબ અને કોમને નુકસાનકારક તેમજ નીતી-રીતીનાં કાયદાથી વીરૂધ્ધ ગણાવવું જોઇયે. તેજ પ્રમાણે એક છોકરી પોતે ઘેર સંસાર ચલાવી શકે ને જોખમદારી સમજી શકે કે તેને પણ લાયક જવાન સાથ શાદીનાં ગાંઠથી જોડાવવું જોઇએ.

ખુદ આશીરવાદમાં જે બીજા બોધો અપાય છે તેમાં એક બોધ " અઝ ઝને કસાંન પરહીખ્તાર બાશ " આવે છે, તે પણ પારકી સ્ત્રીથી પરહેજ રેહવા આપણને તાકીદ આપે છે. મી. ગોળવાલાએ જે ટુંક નીબંધ પરણેલી જીંદગી અને તેની બુલંદી વીશે આ પુસ્તકમાં લખ્યો છે તે દરેક જરથોસ્તીને વાંચવા લાયક અને બોધદાયક થઇ પડવો જોઇયે મારી ખાત્રી છે કે દરેક પારસી ઘેરમાં આ નાહની કેતાબ વંચાશે એટલૂંજ નહી પણ શાદી રામશનીના અવસરો પર પરણતાં જોડાંને તે

ભેટ આપી શકાશે. કારણ કે તેઓ આશીરવાદની મતલબ સમજી પોતાની ફરજો શું છે તે બજાવી શકે. આશીરવાદનો ઐતબાજીમાં જે તરજુમો મી. ગોળવાલાએ આ પુસ્તકમાં આપ્યો છે તેથી પરણતું જોડું, દસ્તુર તથા મોબેદ સાહેબો કે બીજાં તેઓને શું નસીહત કરે છે ને શું દોઆઓ ગુજારે છે તે સેહલાઇથી સમજી શકશે. ને એવે પ્રસંગે પાઝંદ ભણતર સાથનો આ તરજુમો પણ વાંચવામાં આવે તો તેની અસર પરણતાં જોડાં પર તેમજ મીજલસીઓ પર બી ઘણી સારી થાય; વળી જે અસલ આશીરવાદ આ પુસ્તકમાં છાપ્યા છે તે તદ્દન શુધ્ધ ઉચ્ચાર અને એબારતમાં આપ્યા છે, જે વાંચી કેટલાક મોબેદ સાહેબો પણ ખરા ઉચ્ચારથી આશીરવાદનું ભણતર કરી શકશે. અલબતાં માહરે અત્રે કેહવું જોઇયે કે ગુજરાતી ઐતબાજીમાં આશીરવાદ આ કંઈ પેહલ્લા રચાએલા નથી. માહરા મુરબ્બીજી મરહુમ શમશુલ ઉલમાં સરદાર દસ્તુર હોશંગજીએ કેટલાંક વરસોપર એવીજ ઐતબાજીમાં આશીરવાદનો તરજુમો છપાવી પ્રગટ કીધો હતો પણ તે પુસ્તક હમણાં નાયાબ છે.

તેથી આ મી. ગોળવાલાનો તરજુમો આપણી કોમને ઘણો આવકારદાયક ગણાશે એમ હું સમજું છું.

પાક માઝદયસ્ની ધર્મનો અભયાસ જારી રાખી મી. ગોળવાલા જરથોસ્તી કોમની સેવા બજાવવામાં હંમેશ તતપર છે, ને આએ ને બીજી કેતાબો રચી ધર્મની બુલંદીનું શિક્ષણ ઉધરતી ઓલાદને આપે છે તે માટે એમને ધન્યવાદ ઘટે છે. અને હું ઉમેદ રાખું છું કે એ ઉમંગી જુવાન ઘણાં વરસો વેર જીવીને હંમેશાં એવીજ રીતે કોમની સેવા બજાવતા રેહશે.

દસ્તુર હૉલ,
પુના,
તા૦ ૨૦-૮-૧૯૨૯.

લા૦
**નોશેરવાન દસ્તુર કેકોબાદ.**

# માત્ર થોડાક શબ્દો.

---

આપણા બુલંદ માઝદયસ્ની જરથોસ્તી મઝહબમાં લગ્નની ફીલસુફી અને મોતેબરી બહુ ઉંડાંણથી વર્ણવાયલી છે, છતાં આપણાં હમદીનો લગનની મોતેબરી કેવી અને કેટલી મહત્વની છે તે તેનાં યોગ્ય પ્રમાણમાં સમજી શકતા નથી એ ખરેજ વિચિત્ર લાગે છે. આપણા આશીર્વાદની બુલંદી મોટી છે, તેમાં નીતિશાસ્ત્ર અને સદબોધનો ગોયા એક ખજાનોજ ભરેલો છે અને તે સમજાવવાનો એક નમ્ર પ્રયાસ મેં આ નાની કેતાબ માર્ફતે કર્યો છે.

આશીર્વાદનાં બુલંદ અને બરકતી કલામો પઢતાંની સાથ એક ચીજ હાલનાં જમાનાનાં જરથોસ્તીઓનું તુરત લક્ષ આકર્ષે છે. રીતની ભીખનો અતિ બુરો રીવાજ જે હાલમાં આપણા વચ્ચે જાયજ છે તે તે સુખી પુરાતન કાળમાં બીલકુલ હતો નહિ એમ લગ્નના આશીર્વાદ ઉપરથી ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે; વળી તે સુખવાસી જમાનામાં છોકરીને બદલે

છોકરાનાં માબાપો તરફથી ઘરેણું અને નાણું છોકરીને ભેટ કરવાનાં આવતું હતું એમ આપણે જોઈ શકયે છીયે. એ કદીમ રીવાજ બેશક ઘણો ઉ-તમ હતો, જ્યારે આજે તો આપણે, આપણી સઘળી ઉંચી કેળવણી અને ખબરદારી છતાં, મને કહેતાં ખરેજ અફ્સોસ ઉપજે છે, કે કંઇ ઉલટેજ ને વીનાશને પંઠે દોરવાઇયે છીયે. હું ખરાં જીગરથી ઇચ્છું છું કે આપણી કોમમાં એ અસલથી ચાલતી આવેલી સદંતર વાજબી રૂઢી પાછી સજીવન થવા પામે કે જેથી હાલમાં વધી પડેલું કુંવારાપણું નાબુદ થાય તેમજ કોમની બ્હેતરી અને વૃદ્ધિમાં સુખરૂપ વધારો થાય!

આ ચોપડી લખવામાં મને બીજી ઘણી કેતાબો ઉપરાંત મરહુમ એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મહેરજીરાણાંની "આશીર્વાદ" નામની નાની કેતાબ ઉપયોગી થઇ પડી છે, જેનો ઉપયોગ કરવાની રજા આપવા સારૂં હું એ મરહુમનાં હૈયાત નબીરા એરવદ દારાબ રૂ. જા. દસ્તુર મ્હેરજીરાંણાનો ઉપકાર માનું છું. તેમજ આ પુસ્તકનો દીબાચો માંહરી નમ્ર એલતેમાસ ઉપરથી શ્રી દખણના માનવંતા વડા દસ્તુરજી સાહેબ

સરદાર ખાન સાહેબ દસ્તુર નૉશીરવાન દસ્તુર કેકોબાદ આદરબાદે પોતાની ભારે રોકાણો છતાં ઘણી તકલીફ લઇને લખ્યો છે તે માટે એ ભલા, બાહોશ અને લાયકીવાલા વડા દસ્તુર સાહેબનો ઘણો આભાર માનું છું.

આ નાનો ગ્રંથ મેં એક ઘણા લાયક અને લાયકીવાલા સદગ્રહસ્થને અર્પણ કર્યો છે. આપણાં ટોળાંની અનેક રીતની બ્હેતરી કરવા માટે શેઠ ફીરોઝ સોરાબજી ગઝદરે ઘણો મહત્વનો ભાગ ભજવ્યો છે. માંહરા એ ભલા મિત્ર રનાં વિખ્યાત અને માન ભર્યા ધંધાના માલેક છે અને એ પોતાનાં ધંધાની અનેક જંજાલો અને રોકાણો છતાં કોમનાં ભલાંનાં કાર્યોમાં જે ભારે ઉત્સાહ અને ખંતથી ભાગ લે છે તે ખરેજ ભારે વખાણને પાત્ર છે. ફીઝીકલ કલચરની કોમને અતિ લાભકારક થઇ પડેલી હીલચાલનાં એઓ એક મુરબ્બી અને પીતા સમાન છે; માદરવતન ઇરાનની પોતે જાતે મુસાફરી કરી આવી તેની ઉન્નતી માટે ચળવળો કરી રહ્યા છે; અનેક પારસી સંસ્થાઓનાં પેત્રન કે પ્રેસીડંતનાં માનભર્યા ઓહ્દાઓ ધરાવે છે; તીક્ષણ કોમદાઝ એઓને હેડે સમાયલી છે, અને ગરીબોના એક ખરા ખેરખાહ અને પર્વાહ કરનાર

તરીકે જાણીતા છે. એવા એક કોમહિતકારી, ચંચળ, ભલા અને શુધ્ધા જરથોશ્તી ગ્રહસ્થને આ માંહરૂં નાનકડું નવું પુસ્તક અર્પણ કરતાં મને ખરેજ ઘણો આનંદ ઉપજે છે.

વળી આ નાંનકડી કેતાબ માત્ર થોડાજ દિવસનાં અરસામાં ઘણી સફાઇદાર રીતે છાપીને તૈયાર કરી આપવા માટે જાણીતાં સ્વૉન પ્રેસનાં બાહોશ અને અનુભવી માલેક મી. મેરવાનજી મ. દુબાશનો પણ હું આ તકે આભાર માનું છું.

છેવટે આ માહરા થોડાક શબ્દો ખતમ કરતાં એટલીજ દોઆ ગુજારૂં છું કે આપણું નવું એસ્તું યઝદેઝરદી ૧૨૯૯ નું સાલ આપણી કોમને હરેક રીતે મુબારક થાય અને હરહંમેશ દરેક બાબદમાં આગળી હરોળમાં રહેવાની પોતાની કામયાબ કીર્તિ જાળવી રાખી વધુ અને વધુ આબાદ થાય! આમીન!!

"ગોળવાલા કલાસો,"
મુંબઇ,
તા૦ ૨૩-૮-૧૯૨૯.

**એરચ રૂસ્તમજી ગોળવાલા.**

# અર્પણ!



ફીરોઝ, ફત્તેહભર્યો રે દાનવીર નર
રોશન બખ્તનો ને બુલંદ નામવર.
ઝમાનેથી જાહેર છે ભલાઓ સંગ
શાહોની સાનનો* ધરાવતો ઉમંગ,
સોરાબજી પીતાનો સપુત નેકનામ,
રાસ્તીને ચાહનારો ધર્મિ તમામ;
બળનો† હીમાયતી પીતા નામદાર,
જીગરે જરથોસ્તી ચુસ્તબી અપાર.
ગઝદરનાં ખાનદાને કુળવંત ધણી,
જવાનોનો રક્ષક, કોમનો માણી‡.
દયાનાં તે દાતારનાં ચરણ દરમ્યાંન
રચી 'એરચ' અર્પે છે ગ્રંથ આ નીદાંન§.

—એરચ રૂ. ગોળવાલા.

* માફકનો † Physical Culture. ‡ મુંગત.
§ નજરૂર અથવા ખચ્ચીત.

૧૫૫૨૯

# પારસી લગ્ન – તેની બુલંદી અને તેના આશીર્વાદ.

## લગ્નની બુલંદી.

અવસ્તામાં પરણેલી જીંદગીની ભારે વખાણ કરવામાં આવી છે. અવસ્તા પ્રમાણે સર્વેથી મોટું અને સર્વેથી વધુ પુણ્યવંતું કામ એ ગણવામાં આવ્યું છે કે એક માણસે પરણેલી જીંદગીની જોખમદારીઓ પોતાને માંથે ઉઠાવવી અને એક મોટાં કુટુંબનું પાલણ કરવું. પવિત્ર ગાથાનાં કલામોમાં પણ પરણેલી જીંદગીની ખાસ પ્રસંશા કરવામાં આવી છે અને તેવી જીંદગીને નેકીનાં એક મૂળ તરીકે વર્ણવી છે. જરથોસ્તીઓમાં લગ્નની ક્રિયા વેળાએ જે આશીર્વાદ સારવામાં આવે છે તેમાં અનેરાનને નામે દોઆ દેવામાં આવે છે કે "ફ્રેરેહ તને અનેરાંન" એટલે અનેરાંનથી તમો સારી તંદુરોસ્તી ભોગવજો. અનેરાન અવલ રોશની ઉપર મવક્કલ હોવાથી ઉપલી દોઆનો પાયો આ ખ્યાલ ઉપર રચાયલો છે કે

સઘળી પેદાયશોમાં એ રોશનાનો અંશ છે, અને જેટલા પ્રમાણમાં એ રોશની માણસ જાતને વધુ અને વધુ મળે તેટલા પ્રમાણમાં તે માણસની આબાદીમાં ચાલુ વધારો થાય અને તેને તન અને મનનું કૌવત વધુ અને વધુ મળે. વંદીદાદની ૪ થી પર્ગર્દમાંના ફ. ૪૭ માં જણાવ્યું છે કે "અધએચ ઉઇતિ નાઇરિવઇતે જીતે અહ્માત્ પૉઉરૂમ ફ્રએોમિ સ્પિતમ ઝરથુશ્ત્ર યથ મગવો ફ્વાક્ષોઇત," એટલે કે "અહુરમઝદ કહે છે કે ઓ સ્પિતમ ઝરથુસ્ત્ર અહિં વળી હું વગર પરણેલી જીંદગીવાલાઓ કરતાં સ્ત્રી વાલાઓ યાને પરણેલી જીંદગીવાલાઓને ખચ્ચીતજ વધુ પસંદ કરૂં છું."

## પરણેલી જીંદગીની તારીફ.

આ મુંજબ કાંઈ પણ શક વિનાં સિધ્ધ થાય છે કે જરથોસ્તી ધર્મમાં પરણેલી જીંદગીની જાબજા તારીફ કરવામાં આવી છે અને કુંવારી જીંદગીને વખોડી કાઢવામાં આવી છે. એક પરણેલો આસામી એક કુંવારા માણસ કરતાં ભલાં કામો કરવા તરફ વધુ સેહેલાઇથી દોરવાય છે એમાં તો કશો શક નથી. હીરોડોતસ નામના મોટા ગ્રીક તવારીખનવેશે એ બાબદમાં અસલનાં ઇરાંનીઓ વિષે ઘણું જાણવાજોગ લખાણ કર્યું છે, જેમાં તેણે જણાવ્યું છે કે

"લડાઇમાં મર્દાનગી બનાવવી એ તેઓમાં (અસલનાં ઇરાં-નીઓમાં) મરદ તરીકેનાં ઉત્તમપણાંની એક મોટી સાબેતી ગણાય છે, અને એનાંથી ઉતરતી સાબેતી આ છે કે ઘણા બેટાઓના બાપ થવું. વળી જે ઘણીને ત્યાં ઘણા બેટા હોય છે તેને ત્યાં પાદશાહ મોટી ભેટો મોકલે છે કારણ કે તેઓ ધારે છે કે તેમાં મોટી સંખ્યામાં કૌવત સમાયલું છે." એક જરથોસ્તી કુંવારો હોય અને તેને ત્યાં ફરઝંદોની વૃદ્ધિ ન હોય તો તેની જીંદગી એક શ્રાપ સમાન ગણાતી હતી, તે એટલાજ કારણથી કે પરણેલી જીંદગીને હંમેશાં ઉત્તેજન આપવાનો ઇરાદો રાખવામાં આવતો હતો. જેમ એક શેહેર કે દેશમાં કુંવારાઓની સંખ્યા કરતાં પરણેલાંઓની સંખ્યા વધુ હોય તેમ તે શેહેર કે દેશની આબાદી વધુ પ્રમાણમાં માલમ પડે છે.

## લગ્ન-જીંદગીનો સર્વેથી અગત્યનો બનાવ.

એક માણસની જીંદગીનો સર્વેથી અગત્યનો બનાવ એ લગ્ન છે. તેની ઉપર તે માણસનાં સંસાર વ્હેવારનાં તમામ સુખનો આધાર રહેલો છે. લગ્નનો પવિત્ર કૉલ એક માણસની આખી જીંદગીને ફેરવી નાખે છે, અને તેને શોભાભરી અને ખુશકારક બનાવે છે. જે સાંકળ એક માણસને સગપણનાં ગાંઠથી બાંધી શકે છે તેમાં લગ્ન એક

મજબુતમાં મજબુત કડી છે. આ સબબ સરજ આપણે ઉપર જોયું તેમ દાદાર અહુરમઝદ પયગમબર જરથોસ્તને પરણેલી જીંદગી માટે ખાસ ભલામણ કરે છે. વળી જે જગ્યામાં એક પરણેલો આદમી પોતાનાં બચ્ચાં છોકરાં સાથે ઘરબાર માંડી રહેલો હોય તે જગ્યા પણ જાણે ખુશી થતી હોય એમ વંદીદાદની ૩ જી પર્ગર્દમાં જણાવેલું છે. એવાજ વિચારો એક લખનાર નીચલા શબ્દોમાં દર્શાવે છે-"પ્રમાણીક લગ્ન તે એક મેજબાની અથવા જયાફતવાળું ઘર છે કે જે વસંતમાં ઉગી નીકળેલા ફુલોનાં બાગમાં બાંધવામાં આવ્યું છે."

## લગ્નનો મોટો દરજ્જો.

જરથોસ્તી ધર્મ પુસ્તકોમા લગ્નને ઘણો મોતેબર દરજ્જો આપવામાં આવ્યો છે તેનું કારણ એટલુંજ છે કે એક પરણેલો માણસ એક કુંવારા શખસ કરતાં વધારે સારી મનસ્ની ધરાવે છે અને જે તન અને મનની બદીઓ સાથે વધારે હિંમતથી અને બળતારીથી લડી શકે છે. એ કારણને લીધે કોઇ પણ ગરીબ માણસને પરણાવી આપવું એ આપણાં ધર્મમાં એક ઘણુંજ પુણ્યવંતુ કામ ગણાય છે. આપણા વંદીદાદમાં જે ત્રણ કામોને સવેથી શ્રેષ્ટ ગણ્યાં છે તે નીચે પ્રમાણે છે-(૧.) કોઇ કેળવણી લેવા માંગતો હોય તો તેને પૈસાની તથા બીજી

મદદ કરવી. (૨.) કોઇ ગરીબ માણસ પરણવાની ખાહેશ રાખતો હોય અને ભલો તથા ઉદ્યોગી હોય તો તેને પરણાવી આપવો. (૩.) કોઇ હમદીન નાણાંની તંગીમાં હોય પણ પ્રમાણીક અને ભલો હોય તો તેને પૈસાની મદદ કરવી.

## લગ્નની પવિત્ર ક્રિયા.

લગ્નને માટે માબાપની મ્હાલી મેળવવી એ એક જરથોસ્તી ધર્મનું ફર્માન છે. લગ્નની જે ક્રિયા ધર્મ ગુરૂઓ કરે છે અને જેને આપણે આશીર્વાદ કહીએ છીએ તેના શરૂઆતનાં ભાગમાં ધર્મગુરૂ પરણતાં જોડાંનાં વાલીને સવાલ કરે છે કે તેઓ તે લગ્નને મ્હાલી આપે છે કે નહિં? આ એક સારો રીવાજ છે. બીજો એક અસલી રીવાજ પરણતાં જોડાં ઉપર ચોખા છાંટવાને લગતો છે, કારણ કે ચોખા આબાદીની નિશાંણી છે અને તે છાંટી આબાદી ઇચ્છવામાં આવે છે. ત્રીજો એક કદીમ રીવાજ પરણતાં જોડાંનાં હાથો એકમેકનાં હાથમાં મુકયા બાદ તે ઉપર સુતર વિંટાળી તેઓને લગ્નનાં પવિત્ર ગાંઠથી બાંધી લેવાને લગતો છે. આ એક કદીમ ઇરાંની રીવાજ છે. ફીરદોસીના શાહનામામાં જાલ અને રોદાબેનાં લગ્નનુ વર્ણન આવે છે તે ઉપરથી જણાય છે કે એ રીવાજ કદીમ ઇરાંનમાં

ચાલતો હોવો જોઇયે. લગ્નની મીજલસ મેળવવી એ પણ એક ઘણો પૂરાંણો અને ડહાપણભર્યો રીવાજ છે. એથી લગ્ન જેવા પવિત્ર પ્રસંગને ઘટતી અગત્યતા મલી શકે છે અને મીજલસમાં હાજર રહેલાં બાનુઓ તથા ગ્રહસ્થો તેની ગવાહી પૂરી શકે છે.

## કઇ જીંદગી સરસ—પરણેલી કે કુંવારી?

ઘણાકોનું એવું માનવું છે કે જેઓ શ્રીમંત હોય તેઓએજ લગ્નનાં ગાંઠથી જોડાવું. આ માન્યતા ખરેજ ખોટી તેમજ નુકશાન કરતા છે. ગરીબાઇ પરણેલી જીંદગી માટે કદીબી અટકાવ નાંખનારી ગણાવી ન જોઇયે. એક ગરીબ પણ પરણેલો માણસ એક કુંવારા ગરીબ માણસનાં કરતાં વધારે ઉદયોગી બની શકે છે અને પોતાની હાલત સુધારવાને માટે તે રાત અને દિન સખત મ્હેનત મજુરી કરે છે. તે સમજે છે કે તેને માંથે હવે નવી જોખમદારી આવી પડી છે. તેને તેની મોહુરદારનું પણ ગુજરાંન કરવાનું છે તેમજ વળી પોતાનાં બચ્ચાંઓને પણ પાળવાનાં છે. આ વિચારથી તે ઘણો ઉદ્યોગી બનીને પોતાનાં કીસ્મતને ઝળકતું બનાવે છે. માટે એ રીતે ગરીબાઈ લગ્નને માટે એક શ્રાપ નથી પણ એક

આશીર્વાદ છે. આપણે જાણીએ છીએ તેમ ઘણાએક કુવારા માણસો કંગાળ હાલતમાંજ સબડયા કરે છે અને પોતાની હાલત સુધારવાને માટે કાંઇ પણ કોશેષ કરતા નથી, કારણ કે તેઓને તેમ કરવાને માટે ઉત્તેજન મળતું નથી. એક માણસ જ્યારે પોતાનાં કામોમાં શિકસ્ત પામવાની અણી ઉપર હોય છે અને ફત્તેહ મેળવવાની આશા છોડી દેવાની તૈયારીમાં હોય છે ત્યારે તેને પોતાની ધણીયાંણી અને બચ્ચાંઓ માટે ચીંતા લાગે છે, અને તેજ વેળાએ તે એક પ્હેલવાન મિસાલે મ્હેનત કરી સઘળી મુશ્કેલીઓની સાથે લડત ચલાવે છે અને આયંદેહ ફત્તેહ પામે છે. આ મુજબ એક પરણેલા માણસને માટે ગરીબાઇ એક આશીર્વાદ સમાન પૂરવાર થાય છે.

## લગ્ન-સુખનું એક ઉત્તમ સાધન.

જીંદગીને સુખી બનાવવા માટે લગ્ન એક મુખ્ય સાધણ હોવાથી અસલની ઇરાંની બાનુઓની જીંદગીની મુખ્ય મુંગદ એક ભલો ખાવીંદ મેળવવાની હતી એમ આપણને રામ, હોમ અને આવાં યસ્નો ઉપરથી માલમ પડે છે. લગ્નનાં પવિત્ર ગાંઠથી જોડાયલાં સ્ત્રી-પુરૂષો એક બીજા સાથ હલીમલીને રહે અને એક બીજાનાં સુખમાં ઉમેરો

કરે એવી તે પાક પરવરદેગારની ઇચ્છા છે. એટલા માટે એ વિષે યઝશ્નેનાં હા ૫૩ (ગાથા વહિસ્તોઇસ્ત) માં પરણતાં જોડાંને નીચલી ઘણી કિંમતી શીખામણ આપવામાં આવી છે:—"ઓ પરણતી કન્યાંઓ અને વરરાજાઓ! હું તમોને આ શબ્દો કહું છું તે ઉપર ઘણું ધ્યાંન આપજો. તમે દીનનાં કાયદા પ્રમાણે ચાલી ભલાં મનની જીંદગી ગુજારશો અને એકમેક સાથે ચાહ રાખીને ભલાઇથી વર્તશો તો ખચ્ચીત તમારી જીંદગી સુખી થશે." વધુ માટે જુવો માંહરૂં પુસ્તક "ઝરથુસ્ત્રનાં ગાથા ગુજરાતી બેતમાં, શુધ્ધ અવસ્તા ભણતર તથા નોટસ સાથે"નું પાનું ૮૬ મું ફકરો ૫ મો.)

## લગ્ન–જરથોશ્તી ધર્મનું એક ફરમાન.

કેટલાક ધર્મોમાં ખુદ ધર્મગુરૂઓને પોતાને લગ્ન કરવાની સખત મનાઇ કરવામાં આવી છે. પરંતુ તેથી ઉલટીજ રીતે આપણો બુલંદ માઝદયસ્ની જરથોસ્તી ધર્મ આપણા ધર્મગુરૂઓને લગ્ન કરતાં બીલકુલબી અટકાવતો નથી, કારણ કે એ મઝહબનાં શિક્ષણ મુજબ એક પાક અને પરહેઝગાર જીંદગી ગુજારવા માટે સંસારી સુખ તજવાની કે દુન્યાંઈ સંબંધો તોડવાની

સેજબી જરૂર નથી. સારાંશ કે માઝદયસ્ની જરથોસ્તી ધર્મ સર્વેને લગ્ન કરવાની મજબુત ભલાંમણ કરે છે. દીવાના, તાકાટ ખોહી બેડેલા, પોતાનું અને પોતાનાં કુટુંબનું પાલણ કરવાની શકિત નહિં ધરાવનારા સિવાય દરેકે દરેક જરથોસ્તીને અવસ્તા પ્રમાણે પરણવાની સખત ભલાંમણ કરવામાં આવી છે. લગ્ન કરવું એ કુદરતનાં કાર્યોને મદદગાર થવા બરાબર છે. એક જરથોસ્તીને ત્યાં એક કે વધુ બેટાઓની વૃધ્ધિ થાય તે એક યઝદનાં આશીર્વાદ ગણાતા હતા કારણ કે બેટાઓથી કુટુંબનું નામ જારી રાખી શકાય છે. The Sacred Books of the East નાં ચોથાં વૉલ્યુમમાં ૪૭ મે પાને લખ્યું છે કે—"He who has no child, the bridge (of Paradise) shall be barred to him. The first question the angels there will ask him is, whether he has left in this world a substitute for himself. If the answer is "No," they will pass by and he will stay at the head of the bridge full of grief and sorrow."

# લગ્નની મોતેબરી.

અસલનાં જમાનાનાં એક ઇરાંનીને મરણુને બીછાંણે જે મોટાંમાં મોટી ચીંતા ઉપજતી હતી તે એ હતી કે તે પોતા પાછળ પોતાનું નામ જારી રાખવાને એક બેટો મુકી જઈ શકતો નથી. બહમન યસ્તમાં પયગમ્બર સાહેબ અષો જરથુસ્ત્ર કહે છે કે જ્યારે તેઓ આખી દુન્યાંનું ડહાપણ મેળવી શકયા ત્યારે તેઓએ ઘણી એક ચીજે જોઈ. તેઓ સાહેબ કહે છે કે–I saw a wealthy man without children and it did not seem to me commendable; and I saw a pauper with many children, and it seemed to me commendable. આજનાં આપણાં પારસી ભાઇઓ ઘણી મોટી ઉંમરે પ્હોંચ્યા અગાઉ પરણુતા નથી એ એક મોટી ભૂલ છે. વંદીદાદની ૧૪ મી પર્ગર્દમાં છોકરીઓને માટે પંદર વર્ષની ઉમર લગ્નને માટે લાયક ગણુવામાં આવી છે, અને અર્દેબ્વંધ યસ્તનાં ૫૯ માં ફકરામાં જણાવ્યું છે કે એક છોકરી ઉમરમાં આવી હોય છતાં તેને નહિં પરણાવવી એ એક ઘણું મોટું પાપ છે. પારસી લગ્ન અને લગ્નની

ક્રિયા બાબે સંપુર્ણ જ્ઞાન મેળવવા માટે વિદ્વાંન લેખક શમ્સ-ઉલ-ઓલમાં ડૉ૦ જીવણજી જમશેદજી મોદી, સી. આઇ. ઈ. નું Marriage Customs among Parsis નામનું પુસ્તક વાંચવાની ભલાંમણ થઈ શકશે.

——:०:——

# લગ્નનાં આશીર્વાદ.

દેહાદ તાન દાદાર અહુરમઝદ. ફરહેસ્ત ફરઝંદાન નરો નબીરેગાંન, ફરાખ રોજી ઓ દુસ્તીએ દેલરોબા, તન ચ ચેહરે રવા. દેર ઝીવશની ઓ પાયંદી સદા પંજાહ સાલ

(છોકરાના વાલીને પૂછવામાં આવે છે કે–)

બ રૂઝે (ફલાંન) બ માહે (ફલાંન) સાલ અવર (ફલાંન) અઝ શેહેનશાહ યઝદગર્દ શેહેરયાર સાસાન તોખ્મ બ શાહેરેસ્તાંન ખુજસ્તેહ ઇરાંન અંદર (ફલાંન) શેહેર

# લગ્નનાં આશીર્વાદ.

ખુદા બક્ષે વૃધ્ધિ, બેટાની ઘણી
વળી બેટાને ધરબી બેટા તણી
ફરઝંદો એમ તમે પામો બીસ્યાર
ફરઝદને ધરેબી ફરઝંદ ચીકાર,
ઘણી રોજી રજખ બી પામો તમે
મન પસંદ દોસ્તી બી જામો તમે.
બદનમાં દે તાકાત તમને યઝદાંન
કરે જીંદગી લાંબી તે દાદાર મહાંન.
દોઢસો વર્ષ જીંદગી લાંબી થાય
જીંદગીને માટે કાયેમી બક્ષાય!

(છોકરાના વાલીને પૂછવામાં આવે છે કે-)
તોખ્મે સાસાની તે શાહ નામદાર
થયો શેહેનશાહ યઝદેગર્દ શેહેરયાર
વતન પ્યારાં માદર તે ઇરાંન અંદર
વર્ષમાં તેનાં બી (ફલાંનાં) અંદર

**અંનજુમન જસ્ત ફરસ્તેદ. અવરદાદ વ આફ્રને દીને માઝદયસ્ની બ કદ ખુદાઇએ ઇન ઝની દુખ્ત દેહશ્ની** (જો શાહઝન હોય તો એમ ભણવું) **ઇન કનીક** (જો બીજી વાર હોય તો એમ ભણવું) **ઇન ઝની** (ફલાંન) **નામવર બ પયમાને ચંદ રૂપયેહ વ જીવરે ઝરે સુર્ખ શેહેરે** (ફલાંન) **પદી રફતે બુદી ?**

(છોકરાના વાલી જવાબ આપે છે કે–)

**પદીરફતેહ બુદમ.**

(ફલાંનાં) મહિનાનાં (ફલાંનાં) દીન
દીને માઝદયસ્નીનાં કાયદા આધીન,
મલી આજ ભેગી હમાં અંજુમન
(ફલાંનાં) તે શેહેરની એકઠી એકતન *
લગન આય કન્યાંનાં કરવાને શાદ
બેટી (ફલાંની) તમારી ઑલાદ,
કુંવારી તે સ્ત્રીની સગાઇને કાજ
આપવા કબુલ્યું છ † કે તમોએ આજ?
કેટલાએક રૂપ્યા બી ચલણી અસલ
વળી સાથ ઘરેણું સોનાનું અચલ.

(છોકરાના વાલી જવાબ આપે છે કે-)
આપવાને એટલું મેં કીધું છ મનઝુર
સરો ચશ્મ ‡ કબુલ છે મને હઝુર.

---

* એકતન એટલે સામટી.

† હાલની રૂઢી એથી ઉલટી છે. છોકરાને બદલે છોકરીના વાલીઓ તરફથી રીતમાં રૂપ્યા અને ઝવેરાત આપવામાં આવે છે. રીતની ભીખનો આ રીવાજ આપણી કેળવાયલી કોમને માટે ઘણો ખેઝાલતભર્યો અને અફસોસકારક છે.

‡ ખરાં દીલથી.

(છોકરીના વાલીને પૂછવામાં આવે છે કે-)

તાંનઆવા ખીશ દુદમાન બરાયે ઝની હમ દાદસ્તાંની, પ રાસ્ત મનશ્ની, પસે ગવશ્ની, ખીશ કેરકેહ વક્ષશ્ની, (ફલાંન) રા અંદા ઝેન્દેહ પયમાન બે દાદેહ?

(છોકરીનાં વાલી જવાબ આપે છે કે-)

પયમાંન બે દાદમ.

(પરણતા છોકરા તથા છોકરીને પૂછવામાં આવે છે કે-)

તા અંદા ઝેન્દેહ પયમાન પ રાસ્ત મનશ્ની પસંદ કરદીદ?

(છોકરીનાં વાલીને પૂછવામાં આવે છે કે -)

કુટુંબમાં તમારાં એ લેવાને સાર
(ફલાંન) મર્દ માટે આ ગુણવંતી નાર-
ખરાં દીલે બંદોબસ્ત કીધોછ તમે
હયાતી તમારી જ્યાં તક નભે?
જીગરથી જમાવી ઘણો નેક વિચાર
વૃધ્ધિ સવાબની નો માનીને સાર
કે છો તમે એકમત બોલોની નીદાંન *
લેવાને આ કન્યાં કુટુંબ દરમ્યાંન?

(છોકરીના વાલી જવાબ આપે છે કે-)

હા, મારો તે કાજે આપું છું કોલ
વચનથી બંધાવું છું આપી ને બોલ.

(પરણુતા છોકરા તથા છોકરીને પૂછવામાં આવે છે કે-)

કબુલ છે કે જીંદગી સુધી આ કરાર
તન મનનાં સાચ્ચાં વચનથી મુખત્યાર?

---

* નક્કી.

(પરણુતાં જોડાં તરફનો જવાબ.–)

## પસંદ કરદીમ!

હરદો તાંન રામશ્ની અવઝુન
બાદ. પનામે યારીશે અહુરમઝદ.

હમીશે ખુરેહમંદ બેદ.
હુદેહશનેમંદ બેદ.
વક્ષસનેમંદ બેદ.
શીરોઝીમંદ બેદ.
અષહી આમુંઝશ્નેદાર બેદ.
બેહ વરઝશ્ને સઝાવાર બેદ.
મનશ્ની હુમત મનાદ.
ગવશ્ની હુખ્ત ગુયાદ.
કુનશ્ની હુવર્શ્ત કુનાદ.
હરવેસ્પ દુશ્મત દવારાદ.
હરવેસ્પ દુઝુખ્ત બે કાહદ.
હરવેસ્પ દુઝુવરશ્ત બે સુઝાદ.

(પરણુતાં જોડાં તરફનો જવાબ.)–

હા, અમને કબુલ છે વચનથી જે
મન અને તનની સચ્ચાઇથી તે!

અહુરમઝદની મદદ બી તમને મલો
બરકતી નામની તે બરકત ફળો!
ભોગવજો જીંદગી બી બંને ખુશાલ
ખુશી ખુર્મી સાથે ભલી સદા કાળ.
કીર્તિવંત રૂડા હંમેશાં બનો
નેક કામની હામમાં રાખો મનો
વૃધ્ધિનાં કરનાર રહેજો બી શાદ
ફત્તેહમંદી સાથે બની દીલ શાદ.
પવિત્રાઈ પર રહેજો સાબુત કદમ
ભલાં કામો કરજો જેહાંમાં નરદમ.
રાખજોબી મનમાં તે સારા વિચાર
ઝબાંનેથી કાઢજો બી ન્યારા ઉદગાર,
કૃત્યોમાં સારાં તમ રહેજો હંમેશ
વિચારો બુરાની તમ કરજો તોજેશ
ધીટકારજો બોલવાને બદ કુલ સખુન
ખરાબ કામો અર્થેથી ભાગજો જબુન.

અષહી સેતાયાદ.
જાદુઈ નેકુહીનાદ.
ખ્વાનાદ માઝદયસ્ની.
બુંદહે મનશ્ની કાર વર્ઝ.
અઝ ફરારૂની ખાસ્તે અંદુઝ.

અંદર ખુદાયાંન પેગાન રાસ્ત.
સખુન ફરમાન કાર બાશ.
અંદર યારાંન અધરતન ચર્વે.
હુચશ્મ બાશ.
સપઝગી મકુન.
ખશ્મગીની મબર.
નંગરા ગુનાહ મકુન.
આઝ કામી મબર.

વખાણનાર નેકીના બનજો હરદમ
ફરેબ અને મક્રથી વાલજો કદમ.
ભલી દીને મઝદાઇ જે મોટી મિરાસ
વખાણનારા ચુસ્ત તેનાં થજોબી ખાસ.
વિચારીને કરજો તમ ફરજ અદા,
સુમાર્ગે દોલત બી પામજો સદા.

સદા સાચું વદજો * સરદારોની † સમ ‡
સદા પાળજો બી તેઓના હુકમ
નમનતાઇ મિત્રોથી રાખજો સદા
ઝબાંનેથી રાખજો તે મીઠી અદા.
નજર રાખજો તમ જેહાંન દરમ્યાંન
નેક અને સાદુ વળી હરદમ આસાન
ચુગળી નાં કરશો બી કોઈની કદી,
ગુસ્સો નાં લાવશો બનીને મદી §
શરમ કાજ ગુનાહ નાં કરતા કદી
લોભ નાં વસાવતા દીલે એક ઘડી.

---

* બોલજો. † વડાઓની ‡ આગળ-પાસે.

§ તામશી.

બીશ મબર.
અર્શક અવારૂની મબર.
અવર મનશ્ની મકુન.
તર મનશ્ની મબર.
વરૂની મબર.
ખાસ્તે કસાંન મબર.

અઝ ઝને કસાંન પરહીખ્તાર બાશ.
અઝ હુતોક્ષાઈ ખીશ કાર બાશ.
યઝદાંન વેહાનરા બહેવર કુન.
અવા કીનેવર મર્દ નવર્દ મકુન.
અવા આઝવર હંબાઝ મબાશ.
અવા સ્પઝગ હમરાહ મબાશ.
અવા દૂશ સરૂબ પયવંદ મકુન.

અવા દૂશ આગાહ હમકાર મબાશ.
અવા દૂશમનાંન બદાદસ્તાન કુશ.

દુઃખીનાં કરતા કોઇને કો' કાલ
હસદ નહિં છાજતો રે કરતા નાં હાલ *
ધરતા નાં દિલે કદી અભિમાંન
બૂરી વાસનાંથી નાશજો નીદાંન.
કીનો રાખશો નાં ભિત્તરમાં ભરી
પર † માલ નાં લૂટતા કરીને બરી ‡

પરાઈ તે ઑરતથી રહેજો તમ દૂર
ધંધામાં સારા બી મચજો જરૂર.
નેકી ને ભલાઇના થજો પાસબાન
કીનાંખોરની સાથે નાં કરતા તુફાન §
લોભી સાથે કરતા નાં ભાગમાં વેપાર
નાં ચુગળીખોર ઇનસાંનની દોસ્તીમાં સાર.
સંબંધ નાં જોડજો એવાની રે સંગ
કે ભર્યું હોય બદનાંમીએ જેનું અંગ.

નાદાનથી કરાવશો કદી નાં કાર *
ઇનસાફથી વરતજો શત્રુને ઠાર.

* અવતાર. † પારકો. ‡ બળજબરી. § લડાઇ. * કામ.

અવા હુસ્તાંન પ પસંદે દુસ્તાંન રવ.
અવા વેચાવાન પતકાર મકુન.
પીશે અંજુમન પૂખ્ત ગોફતાર બાશ.
પીશે પાદશાહાન પયમાન સખુન બાશ.

અઝ પેદર નામ બરદાર બાશ.
બહુર આઈન માંમ મયાઝાર.
ખીશતન પરાસ્તી બોખ્તાર દાર.
ચુન કયખુશરો બ–અનઓશ તન બેદ.
ચુન કાઉસ આગાહમંદ બેદ.
ચુન ખુરશેદ રયૌમંદ બેદ.

ચુન માહ બોખ્તાર બેદ.
ચુન જરથુશ્ત નામદાર બેદ.
ચુન રૂસ્તમ ઝોરાવર બેદ.
ચુન સંપદાર્મદ ઝમીન બરદારાન બેદ.

મિત્રો સાથે પ્રીતીથી ચાલજો હંમેશ
પાછીથી શોધતા નાં કદી કલેશ †
મીજલસની પાસ કરી શબ્દોનું તોલ
પાદશાહ પાસ સચ્ચાઇથી વિચારી બોલ.

બાપ કરતાં ઝયાદા ‡ બનજો નામદાર
નાં આઝુર્દેહ માતાને કરનો ઝીનહાર *
સાફ અને નેક નીજ મને થજો
કયખુશરોની માફક બી તને થજો
હતો ન જેને કોઈ જાતનો આઝાર
દુ:ખ દર્દ જાણુતો નહિં કોઇ વાર.
ખબરદાર થાજો બી કાઉસનાં સમ
ખુરશેદના જેવા નુરેમંદ હરદમ.

સફાઈ રાખજો મિસલે માહબોખ્તાર
જરથોશ્તનાં જેવા થજો નામદાર!
રૂસ્તમનાં સમબી બળવંત થજો
સંપદારની ભૂમી જેમ ફળવંત થજો.

---

† કજયો, મારામારી. ‡ વધુ. * કદી.

ચુન તન ઓ જાંન અવા દુસ્તાન
ઓ બેરાદરાંન ઓ ઝન ઓ
ફરઝંદાંન હુદુસ્તદાર બેદ.

હમીશે હુદીનો હુહીમ બાશ.
અહુરમઝદ ખુદાય શનાસાદ.
ઝરથુશ્ત રદ સતાયાદ.
અહેરેમન દીવ અવસીનાદ
દેહાદ દેહશ્ની અહુરમઝદ,
મનશ્ની મનીદી બેહેમન.

હુ ગુફતારી અર્દીબેહેશ્ત
હુ કેરદારી શેહરેવર
પૂર મનશ્ની સપંદાર્મદ
શીરીન ઓ ચરબ ખુરદાદ
બરો મંદી અમરદાદ.

તનને જેમ દોસ્તી છે આત્માની સંગ
તેમ મિત્રતા મિત્રોની રાખજો અખંડ,
વળી તેવી ગોહરદારને બચ્ચાંની સાથ
ભાઈ સાથે રેહેજો બી મેળવીને હાથ.

દયાંનતનાં રહેજો હંમેશાં બી નેક
ખસલતબી સારી નીભાવી દરેક.
અહુરમઝદને પીછાંણુજો પરવરની સમ
જરથોસ્તને માનજો સરદારબી નરદમ.
એહરેમન નાપાકને ધીકકારજો ખુબ
બૂરો બુરૂં કરનારો છે જે અચુક *
તે બક્ષેસનો કરનાર બક્ષેશગર
બહમનનો † વિચાર નેક બક્ષે અમર!

રાસ્તીનાં સાહેબનું માની ફરમાંન
અર્દીબ્હેશ્ત સમ નેક બોલવું નીદાંન
શેહરેવર સમ નેક કામો કરનાર
પામો સપંદાર્મદથી પૂર્ણ વિચાર
ખુરદાદનો મેળવજો મીઠડો મીઠાશ
અમરદાદ રૂડા સમ ફળવંત ચોપાસ.

---

* ચોકકસ. † ભલાં મનનો.

દહેશને દાદાર અહુરમઝદ,
રઅે વખશાંન આદર
પા દયા વી અદ વી શુ ર
શાહી સરફરાઝી ખુરશીદ
મહા ગઓચીથ્ર વખશાંન.

તી ર રા દી ર વા ઈ.
ગોશ પરહેખ્તાર બેદ.
દહેશની દાદાર અહુરમઝદ;
મેહેર દાદ અશનવશની.
સરોષ ફર્માન પાનાહ
રશ્ને રાસ્ત રવશની
નીરૂ રવશની ફ્રરવર્દીન
બેહરાંમ ફીરૂઝી અંદુખ્તાર
રામ રામશ્ને અસ્તોઆદ
અરવંદ તવાના ગોઆદ
દહેશની દાદાર અહુરમઝદ,
દીન દાનેશને અફરૂઝી.

બક્ષેસ કરે તમને અહુરમઝદ બાપ
રોશ્ની તે આદર ઇઝદની અમાપ.
આવાં અર્દીવીશૂર નિર્મળ અપાર
પવિત્રાઇ પામજો તેનાંથી હરવાર.
સરફરાઝી ખુરશેદની પામો યકીન
મહાતાબની બરકતથી વૃધ્ધિ સંગીન.

સખાવત કરો તીરની મેહેરથી
પરહેજગારી પામો ગોશ * ઘેરથી
દાદારની બક્ષેસથી રહેજો આબાદ
મેહેર માર્ફત મેળવજો વાજબી તમ દાદ.

પાસબાની તનની તે સરોષ † કરો
રશ્નેથી રાસ્તી પર કદમ ધરો
શકિતશાળી ફરવર્દીન કરે મુદાંમ
કામ્યાબી મેળવો મિસસે બ્હેરાંમ.

રામની કૃપાથી રહો ખુશહાલ
ગોઆદ પાસ પામો તેજ ‡ શકિતનો માલ
નવાઝેશ તમ પર કરે કેરદેગાર
દીનથી દાનાઇનું કૌવત અપાર.

---

* ગોશ યઝદની મારફતે. † સરોષ યઝદ. ‡ નુરમંદ.

ખુરેહ અંદુઝી અર્ષેશંધ
હુનર હમ બા રશ્ને આસ્તાદ
અવીર તુક્ષાઇ આસમાંન
ગાહ પાયંદી જમીયાદ.

હુ નેગરેશ્ને મારેસ્પંદ
ફરહેતન અનીરાંન.

વંઘહુ તુ તે વંઘહોત વંઘહો બુયાત
હવાવોય યત ઝઓથ્રે હનએશ
તુ તુમ યત મીઝદ્દેમ યત ઝઓત
હનયમનો આઓંઘહ. ફરાયો
હુમતો, ફરાયો હુખ્તો, ફરાયો
હુવર્શતો, જમ્યાત વોવંઘહોત
વંઘહો માવો જમ્યાત, અકાત
અષો મા મે જમ્યાત અકાત
અષો.

અર્દીબેહેશ્તથી મેળવજો દોલત બીસ્યાર
આસ્તાદથી પામજો હીકમતબી અપાર
આસમાનથી ઉદયોગમાં મેળવો ઉધ્ધાર
જમ્યાદથી રહેજો સદા બરકરાર.

મારેસ્પંદ તમને કરે નેક નજર
સુખ તનનું બક્ષે અનેરાંન જબર!

ઘણું બ્હેતર થાવો ભલાંઓનું તમ
વિચાર આચાર રૂડાબી વધો હરદમ
જાણીને વર્તણનાં થાવો ખુબ નેક
મર્તબો મેળવો તે હોય જે લાએક.
પોંહચ્યો તમને નેકી જે ખૂબી ભરી
ઉત્તમમાં ઉત્તમ તે નેકી ખરી,
દુરવંદી બુરીથી રહેજો ખીલાફ
બુરાઇને પલીદીથી રહેજો બી સાફ.

ઇન બેહ તુરા અઝ બેહીત
બ્હેતર બાદ.
ખીશાંન રા અવર દરી રોશની
અર્ઝાની બુદ ઇસ્તેદ,
તુરા બહુમ તુરા, બેઆંન પાદાએશને
અર્ઝાની બાદ; બે આંન રોશની
અર્ઝાંની બુદ ઇસ્તેદ.

બ વીસ્પ હુમત, બ વીસ્પ હુખ્ત, બ
વીસ્પ હુવર્શ્ત, રએ રસાદ તાંન અઝ
બેહીતો બેહતર અપોઇ.

મતાંન રસાદ અઝ વતરી વતર
દરવંદી.
મએ મારા રસાદ અઝ વતરી વતર
દરવંદી.
અથ જમ્યાત યથ આફ્રિનામિ!

ભલું થાવ ઉત્તમ નેકીથી ખુબ
ખેશાવંદો * લાયક અને બી અચુક.
જે નેકીથી ભરપૂર તમ દંપતી † બી છો
તે નેકીને લાયકનો બદલો બી લો!

ભલી વાંણી, વિચાર, વર્તણથી કુલ
પવિત્રાઈ ઉત્તમ રાચો ‡ બીલકુલ!

બુરાઈ ના પ્હોંચો તમોને કદી
બદી દરવંદોની ન મળે ઘડી.
દુવાઓ જે ઇચ્છી મેં ભલી નીદાંન
આમીન તમને કરે તે પાક યઝદાંન!

* સગાંવ્હાલાંઓ. † જોડું. ‡ પ્હોંચો, પામો.

આ અઇર્યે માઈર્યો રફેધ્રાઈ
ઝનતુ નરે બ્યસ્ચા, નાઇરી બ્યસ્ચા,
ઝરથુશ્ત્રહે વંધ્હેઉશ રફેધ્રાઇ મનંધ્હો.
યા દએના વઇરીમ હનાત મીઝદેમ.
અષહ્યા યાસા અષીમ, યાંમ ઇષ્યાંમ,
અહુરો મસ્તા મઝદાઓ, (૪ વાર ભણવું.)
અષેમ વૉહુ ૧.

અહ્માઇ રએશ્ચ, ખરેનરચ,
અહ્માઇ તનવો દ્રવતાતેમ.
અહ્માઇ તનવો વઝદવરે.
અહ્માઇ તનવો વેરેથરેમ.
અહ્માઇ ઇશ્તીમ પોઉરૂશ ખાશ્રાંમ.
અહ્માઇ આસ્નામચિત ફ્રરઝઈનતીમ.
અહ્માઇ દરેઘાંમ દરેઘો જીતીમ.
અહ્માઇ વહીશ્તેમ અહુમ અષઓનામ.
રઓ ચંધ્હેમ વીસ્પો ખાથ્રેમ,
અથ જમ્યાત, યથ આફ્રિનામિ!

પનામે દાદાર અહુરમઝદ આફ્રિન,
ચુન ચીશ ગાહ ખુદાએ આફ્રિન.

ઓ અહુરમઝદ! બક્ષજે તે નરનારને સુખ
જે સાચા છે જરથોસ્તી દીનના અમુક.
જે દીન તું જની ચાહે વિચારોથી નેક
ગરોથમાન પામે મીનોઇમાં છેક.
મેળવે મીનોઇનો મર્તબો મ્હાંન
આરાધી અહુરમઝદ, ઓ મ્હાં યઝદાંન!

મળો તમને સફાઇની સાથે બી નુર
દરોસ્તી તે તનની જે ઉત્તમ ભરપુર.
પરવશી તનની બી તમને દરેક
વળી સાથે ફ-તેહબી તનને હરેક.
મળે તમને સુખની તે દોલત ખરી
અફ્લમંદ ફરઝંદની પ્રાપ્તી ભરી.
હોજો લાંબું આયુષ્ય તમ બેશુમાર
અષો લોકો રહેજો નેગેહબાન અપાર.
દુવા મેં ગુજારી જે આજે ભલી
આમીન થાવ તમને ધણીબી વળી!

બુઝોર્ગો જેમ પ્રાચીનનાં કરતા દુવા
ભરૂં આજે તેમ હું દુવાથી હવા

તોબાંન પ આંન કર્દ તો બુન પ,
(ફસાંન) હિંદુસ્તાન શેહેર (ફસાંન).

કામ અંજામ બેદ, ચુન અહુરમઝદ
ખુદાએ પ દામાંને ખીશ.
ફરખો વ પાશૂમ્તર બેદ ચૂન કએખૂસરૂ.
ખુપ મેહર બેદ ચુન મેહેર યઝદ.
દુશ્મન ઝદાર બેદ ચુન ઝરીર.
હુદીદ બેદ ચુન સિઆવક્ષ.
બામી બેદ ચુન બીઝન.
અષો બેદ ચુન ગુસ્તાસ્પ શાહ.
ઝુરમંદ બેદ ચુન શાસ નરીમાન.
અઓા જવાંનદર બેદ ચુન રૂસ્તમ.
નીઝેહદર બેદ ચુન અસ્પંદીયાર,
દીન્યાવર બેદ ચુન જામાસ્પ.
પ દાનેશે ઝીચ.

લઇ નામ દાદારનું બળવાન અવલ
દુવા માંગું (ફલાંનાં) શહેરમાં અચલ
જે આવ્યું છે હિંદુસ્તાન ભૂમી ઉપર
ભલી ભાગ્યવંતી ભૂમી જે જબર.
મુંરાદ જેમ અહુરની ફળીભુત થઇ
મુંરાદ તેમ હાંસેલ તમારીબી રહિ.
શ્રેષ્ટબી થજો તમ કયખુશરો જેવા
ઘણુા પ્યાર ભરેલા મેહેર ઇઝદ કેવા!
ઝરીરની મિસાલે શત્રુને હરનાંર
નજર નેક સિઆવક્ષનાં જેવા અપાર.
બેજન જેવા બી ખાલેસ બેગુમાન
ગુસ્તાસ્પનાં જેવા પવિત્ર નીદાન.
શામ નરીમાન સમ થજો પીલતન
રૂસ્તમની માફક થજો તહેમતન.
નેઝાના ઉઠાવનાર અસ્પંદયાર સમ
જામાસ્પ જેવા જાણુનારા અગમ નીગમ,*
દીનને મદદનો કરનારો જે
આગાહી ધરાવનારો હતો બી તે.

* ભુત અને ભવિષ્ય.

અવર વીઝાંન બેદ ચુન અર્દાફ્ર્વષ.
રાદ બેદ ચુન તેશતર.

ચરવ બેદ ચુન બારાંન.
વીના બેદ ચુન ખુરશીદ.

વશા કેરફેહ બેદ ચુન ઝરથુશ્ત.
દેર ઝીવશ્ની બેદ ચુન ઝોરવાન પાદશાહ.

બરોમંદ બેદ ચુન સપંદાર્મદ ઝમીન
વેશ પયવંદ બેદ ચુન રૂદ નાવદા.

વેશ અંબાર બેદ ચુન ઝમેસ્તાંન.
ખુર્રમ બેદ ચુન બહાર.

હુબોઇ બેદ ચુન મુશ્ક,
આવવા સહી બેદ ચુન ઝર.

રવા બેદ ચુન દેરમ.
કેરદાર બેદ ચુન અહુરમઝદ ખુદાયે
પ દામાંને ખીશ.

અર્દાફ્રવંશ જેવા ખાલેસ ને નેક
તેસ્તરનાં જેવા સખાવતી એક.

વર્ષાદની માફક મીઠાશથી ભરપૂર
ખુરશેદની માફક પ્રકાશમાં બી ચૂર.

સવાબવાલા બીસ્યાર જરથોસ્તની સમ
આયુષ્યનાં બળવાન વખતની કીસમ.

સંપદારની જમીન જેમ ફળવંત થજો
નદી ને દર્યાની મિસાલ એક હજો.

ઝમેસ્તાન*ની મિસાલ ખુશાળ ઉરપૂર
બહાર†ની કિસમ ખુશ ખીલેલાં ભરપૂર.

કસ્તુરી મિસાલ થજો ખુસ્બોદાર
જર‡ જેવા વિખ્યાત અને આબદાર

દેરમ§ જેવા જગમાં થજો આશકાર
નેક કામ કરનાર સમા કીરદેગાર.
રહીને પોતાની પેદાયશમાં આમ
કરે છે ને કરશે સદા નેક કામ.

---

* શ્યાળો. † વસંત ઋતુ. ‡ સોનું. § ઇરાની સીકકો.

ઈન આફ્રીન ઓએ તને
શુંમાં અએદુન બાદ!

ચુન માહ ઓ ખુરશીદ ઓ આવ
ઓ આતષ ઓ મએ ઓ મરવ
ઓ મુંશ્ક ઓ યાસ્મન ગુલ
ઓ મરજાન ગોશે.

હુમા અંનજુમન રા
(ફુલાંની) રાવ (ફુલાંન) રા
હઝાર સાલ ઝેનદગાંની ઉમર
દરાઝ બાદ!

અઝાંન બંદગાન ખુશ મસ્તશ
કુનદ પખીઝશ્ને ઓ પાક
સપરેમ, અમ્બરી, વાજનીદ,
ખુશ વીનીહા.

નર અષો ફેરઝંદ ઝાયાદ.
કે ઇશાંન દારાદ નામ બરાદ.

ફળો આય દુવા તમારી ઉપર
આમીન! આમીન! ફરમાવે કુલ દાદગર!

ખીલેલાં રહેજો મિસાલે માહતાબ
આતષ, મયે*, પાણી, બુલંદ આફતાબ
કસ્તુરી, ચંપેલી, ગુલો†ની સમ
પમરજો ને ખીલજો જેહાંમાં હરદમ.

ઉમર તમ બંનેની લાંબી બીસ્યાર
વર્ષો તક જીવજો બી પૂરાં હજાર!

પવિત્ર અસપરમ ને અમબર મિસાલ
સુંદર ને મસ્ત તમે રહેજો ખુશાલ!

તમ પેટે ફરજંદો હોજો સરસ
ભલી દીનનાં નામદાર અને પાક બસ.

---

* શરાબ, દારૂ. † ફુલો.

દુશ્મન ઝદાર,
ઓ હૂદ અફ્રુઝાદ, ઓ દરૂદ,
અથ જમ્યાત, યથ આફ્રિનામિ!!

બનાંમે યઝદ, બક્ષા યંદેહ,
બક્ષા યશગરે મેહેરબાંન.
અઈયાર મેહેરદાદ અઈયારે ખુદાવંદ
કદ ખુદા (ફલાંન) રા
કદ બાનુ (ફલાંન) રા,
હઝાર સાલ ઝેનદગાંની તનદુરૂસ્તી,
જાન વ દેર ઝીવશની.
આવાયદ ખુરેહ અંધદ અશાહીદાર.

દાદાર હરવેસ્પ આગાહ, શાદી ઓ
રામશની, આસાંની ઓ ફરરોખી,
નેકી રસાનાદ!

દૂશ્મનને મારનાર નામવર દીલેર
વધારે જે ખાનદાંની કિર્તી ચોમેર.
દુવા મારી આમીન કરે યઝદાંન
ખલક ને ફલકનો જે અફસર * મુદાંમ !!

બક્ષનાર ને બક્ષાવનાર મહેરબાન
પવિત્ર પ્રભુની કરીને વખાણ
કે ઇનસાફનો કરનાર દાદરક્ષ જે
(ફલાંનાં) (ફલાંની) ને જીંદગી બક્ષ તે.
ઉમર લાંબી સાલ એક હજારની ખરી,
તનની સુખાકારી તનમાં ભરી.
ચોકખાઇથી પ્રકાશે તમારાં મન
લાયક થાવો તેથી તમે બી હરદમ.

ખબરનાં ધણી ઓ તું દાદાર અહુર,
રૂડી રામસ્ની કર આસાન જરૂર.
મુબારક તેને તું ખુશાલીથી કર
નેકીથી રાહબર બી તેનો તું ઠર.†

* સરદાર. † ઠરજે, બનજે, થજે.

ખુઓર્ગ ખુરેહ ખુદાઈ હુ
પાદશાહી દાદ.

અમાવંદી ફીરોઝગરી બાદ!

હુઝેહરન હુનેશાંન દીને બેહે
માઝદયસ્નાંન, આગાહી
આસતવાંની બાદ!

પયવંદ રચશ્ની,
ફ્રરઝંદ ઝાયશ્ની.
દીરપતાયશ્ની ઝીવશ્ની બાદ!
હરદોતાંન હુસરોબી
પાહાનો રવાન હુ પાદશાહી દાદ.

દાદારે હરવેસ્પ આગાહ, દીને
જરથુશ્તી શાદ બાદ અએદુન બાદ!

બુઝોર્ગી અને બક્ષ ખુદાઈ નુર
વળી નેક શાહીબી દેજે જરૂર.

દલેરાંને દલેર હિંમતવાન થાવ
ફીરોઝી ને ફતેહ તમો પાસે આવ!

નેક યત્ન, નિશાંણુથી બેશક બીદાર *
દીને માઝદયસ્નની ઉપર ઓસ્તવાર.

પયવંદનું ચાલવું બી હોજો મુદાંમ
ફરઝંદનું પામજો બી તમે ઇનાંમ.
ખુશીમાં કરજો તમ જીંદગી બશર †
નેકનામી બંનેને હોવ સરબસર.
રવાનને તો પાદશાહી મળોબી નેક
જીંદગીની પૂરી તમ જોજો ઉમેદ!

નીરાકાર રહેજો તે દાદાર ખુશહાલ
વળી દીને જરથોસ્તીબી બેમિસાલ!

---

* ખબરદાર, હોશ્યાર. † પસાર.

અપયાર ઇ ખુદા ખુદાવન્દે આલમ રા
કદ ખુદા (ફ્લાંન) રા
કદ બાનુ (ફ્લાંન) રા,
હઝાર સાલ દેર બેદાર, શાદ બેદાર!
તંદરૂસ્ત બેદાર, અએદુન બેદાર,
બરસરે અરઝાંનીઆં, સાલહાએ
બેસ્યાર, વ કરનહાએ બેશુમાર
બાકી વ પાયંદેહ દાર.
હઝારાન હઝાર આફ્રીન બાદ.
સાલ ખુજસ્તેહ બાદ, રૂઝ ફેરરૂખ
બાદ, માહ મોબારક બાદ!
ચંદ સાલ, ચંદ રૂઝ, ચંદ માહ,
બેસ્યાર સાલ અર્ઝાની દાર, યઝશ્ને
ઓ ન્યાએશ્ને, રાદી ઓ જોર બરશ્ને
અષહી દાર અવરે હમા કારો
કેરફેહા.

તનદુરૂસ્તી બાદ, નેકી બાદ,
ખુબ બાદ, અએદુન બાદ,

બારે હકતાલા એ આલમનાં બાપ!
(ફલાંના) (ફલાંની) ને ખુશાલ તું રાખ!
કર જીંદગી લાંબી હજાર સાલની
તનની દુરૂસ્તી લાંબા કાળની,
વર્ષો તુલીક * કરજે કાયમ મુદાંમ
હજારો દુવાથી નવાઝી નેકનામ.
મુબારક દિવસો ને મહિનાઓ થાય,
વળી તેમ કરતાં વર્ષો બી ભરાય.
ઇજશ્ને, નીયાએશ, સખાવતનાં કામ
ઘણુાએક વર્ષો કરો બેગુમાન.
રહે લાયક કરવાને અંગમાં તાકાત
પવિત્રાઇ સમેત સલાંમત તું રાખ!

તનની દુરૂસ્તીબી હોજો અપાર,
નેક અને ખુબ †બી થાજો બેશુમાર.

---

* સુધી. † ભલા.

**અએદુન તરજ બાદ, પ યજદાંન**
**વ અમેશાસ્પંદાંન કાંમે બાદ!!**

——:o:——

ખુદાની, અમેશાસ્પંદો તણી,
મુરાદો ભલી તે ફળો બી ઘણી!
દોઆ મેં જે ચાહિ તે ફળજો અપાર
વધુ ને વધુ તેથી બી બેશુમાર!!

——:०:——

〰 એક સગનવંતી યાદી 〰

# રૂ. ૫,૫૧) માં સુંદર લગનનું ખાસ વરદીથી મનપસંદ પાલીશમાં માંગો એવું પદ તમારી ખીદમતમાં રજુ કરવામાં અમો પાયોનીયર છીએ.

**અમો પદમાં શું શું દાગીનાઓ આપ્યે છીએ તે ઉપર એક ઉડતી નજર કરો.**

| | |
|---|---|
| ૧ બે બારણાની સુંદર કાચની કબાટ | ૧ ટૉવેલ હોર્સ |
| ૧ સુંદર ડીઝાઈનનો ડબલ બેડ | ૧ જરથોશ્ત સાહેબની આરસી |
| ૧ ઇઝીચેર | ૧ સુંદર લેમ્પ |
| ૨ સુંદર ગાદી જડેલી ખુરશીઓ | ૧ બોર્ડરવાળું ગોદડું |
| ૧ રાઉંડ મારબલ ટૉપની ટેબલ | ૨ તકીયા |
| ૧ કપડાં નાખવાનું પીંજરૂં | ૨ ફ્રીલવાલા ગલેપ |
| | ૧ સુંદર ચારસો |
| | ૧ મચ્છરદાની |

**વખતસર ઓર્ડર મળવેથી બનાવી આપીશું.**

દાગીના તૈયાર થવે પાલીશ થવા પહેલાં તમારા મીસ્ત્રીને લાવી જોઈ તપાસી ખાત્રી કરી લેવાનો ખાસ આગ્રહ કર્યે છીએ.

**અલબેલી મુંબઈ નગરીની ફરનીચર મારકીટમાં અમો આજેબી બીનહરીફ છીએ.**

## મીનોચહેર હોરમસજી મીસ્ત્રી,

**૧૦૩, ગનબાવ સ્ટ્રીટ, માણેકજી શેઠની વાડી પાસે, કોટ, મુંબઈ.**

# એન. ડી. પટેલની કુાં

સાઈકલ, મોટર સાઈકલ તથા તેને લગતા સામાનના વેપારી.



સાઈકલોને લગતું ઇનેમલ તથા રીપેરકામ કરવામાં આવેછે.

હમારે ત્યાં સારા મેકરોની ચહડ ઉતર ભાવની **સાઈકલો, જુવેનાઈલ સાઈકલો, સાઈડ કાર, તોય કાર, ટ્રાઇ-સીકલ, બારીના પરડા, ડૉર બૅલ્સ વીગેરે મળશે.**

**૧૮૦-૨, પ્રીનસેસ સ્ટ્રીટ,** મુંબઈ નં. ૨.
તેલીફોન નાં. ૨૨૯૫૩.

